# ગરબો.



શ્રીજી માહારાજે જે જે લીલાઓ કરી તેનુ વર્ણન.

છપાવી પ્રસિધ્ધ કરનાર

ઊમેદરામ હરગોવીંદદાસ

अमदावाद

પાનકોરને નાકે બંધારાઓળમાં શેઠ. મુળચંદ રાયચંદના મકાનમાં કુબેરદાસ પાનાચંદે પોતાના (અમદાવાદ સત્ય-પ્રકાશ) પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૩૦—સને ૧૮૭૪

ગરબો.

અક્ષર ધામથી આવીયા ।। સહુજાનંદ સુખ ધામ ।।

પ્રગટ્યા પુરવમાં ।।

દુરવાસાના શ્રાપથી ।। નર નારાયણ નાંમ ।। પ્રગ ૧

અવધપુરીની પાસમાં ।। ગુણનીધી છપઈયા ગામ ।। પ્રગ

ધર્મ થકી ભક્તિ વીશે ।। સુંદર છબી ઘનશામ ।। પ્રગ ૨

અઢારસો સાડત્રીસના ।। મનહર ચઈતર માસ ।। પ્રગ

સુકલ પક્ષ નૌમીદને ।। જનમ્યા જગનીવાસ ।। પ્રગ ૩

જયજય વાણી ઓચરે ।। ભવ બ્રહ્માસુર રાય ।। પ્રગ

ગાંધ્રવ ગાવે અપછરા ।। પુષ્પ વ્રષ્ટી થાય ।। પ્રગ ૪

ગગન મગન ગજ ગામની ।। ભાંમની કરીને ભાવ ।। પ્રગ
આશીશ વાંણી ઓચરે ।। નીરખ્યાં નેમનાથ ।। પ્રગ ૫
કોકીલ વચણી કાંમની ।। દામની સરખી દેહ ।। પ્રગ
કરકુંચન થાળી ભરી ।। ગાવે ગીત સનેહ ।। પ્રગ ૬
આનંદ ઓછવ થાયછે ।। ગાય છે વીનતા ગીત ।। પ્રગ
મુખ જોઈ માવા તણુ ।। સઉને વાધે પ્રીત ।। પ્રગ ૭
દુંદુભીવાગે અતીઘણાં ।। સરણાઈયોનો સોર ।। પ્રગ
ભુસુર ભાવેથી ભણે ।। જીવો ધર્મ કીશોર ।। પ્રગ ૮
માત પિતા જોઈ મુરતી ।। અંતર હેત અપાર ।। પ્રગ
લાડ લડાવે લાલને ।। જાણી જગ આધાર ।। પ્રગ ૯

દીનદીન વધતા જાયછે બાળશશી અનુસાર ।। પ્રગ
સુખ આપે સહુને હરી ।। દેખી જગદાધાર ।। પ્રગ ૧૦
છઠ્ઠે દીને આવીયા ।। મારવા ગ્રહ વીકરાળ ।। પ્રગ
વાંમ નયણ કરી વાલમે । નાશ કર્યા તતકાળ ।। પ્રગ ૧૧
પ્રબલ પ્રતાપી જોઈને ।। પ્રેમવતી નીજમાત ।। પ્રગ
પુરૂશોતમસુત જાણીયા ।। જનમ્યા જગ વિખ્યાત ।। પ્રગ
નામ કરણને કારણે ।। આવ્યા મુની મારકંડ ।। પ્રગ
કૃશ્ન હરિહરિ કૃશ્ન તે । પાડ્યાં નામ પ્રચંડ ।। પ્રગ ૧૩
નીત નીત લીલા બહુ કરે ।। બાળ લાલ અનુસાર ।। પ્રગ
શેશાદિક કેતાં થકે ।। પામે નહી કોય પાર ।। પ્રગ ૧૪

પુર બાળક લઈ પ્રેમથી । નારાયણ સર નાથ ।। પ્રગ
ખેલ કરે ખાંત કરી ।। મહીમા મુનીવર ગાય ।। પ્રગ ૧૫
ત્રીજે વરસ આવીયો ।। કાળી દત્ત કઠોર ।। પ્રગ
મોહ પમાડી મારીયો ।। તેને ધર્મ કીશોર ।। પ્રગ ૧૬
એ આદિક લીલા બહુ ।। કરતા બાળક રીત ।। પ્રગ
દરશન કરવા દેવતા ।। આવે જાવે નીત ।। પ્રગ ૧૭
ધનધન છપઈયા ધામને ।। જન્મ ધર્યો જગ દેવ ।। પ્રગ
પાર વેદ પામે નહી ।। મહીમા કે ગાહુદેવ ।। પ્રગ ૧૮
આઠમે વરસે પામીયા ।। ઉતમ ઉપવિત સાર ।। પ્રગ
દ્રઢનૈષ્ટીક વ્રત ધારીયુ ।। તારવા જીવ અપાર ।। પ્રગ ૧૯

બાળક્રીયા બઉ નાંમીય ।। તજી દીધી તતકાળ ।। પ્રગ
નિરવેદી થયા નાથજી ।। જગથી જન પ્રતીપાળ ।। પ્રગ
માત પિતાને આપીને ।। નિજ સ્વરૂપનુ જ્ઞાન ।। પ્રગ
ભઉતીક ભાંન ભુલાવીને ।। રાખ્યાં પાસ નેદાન ।। પ્ર ૨૧
વરસ એકાદશે વાલમે ।। કીધો ગ્રહનો ત્યાગ ।। પ્રગ
મહાવનમાં ચાહલ્યા એકલા ।। પામી મહા વૈરાગ ।। પ્રગ ૨૨
ડંડ કમડલ હાથમાં ।। કટી પરકટીનો બંધ ।। પ્રગ
કઉપીનજુત પટ ધારીયુ ।। તારવા નર ત્રીય અંધ ।। પ્રગ
જલ ગરણુ જગનાથજી ।। રાખ્યુ પોતા પાસ ।। પ્રગ
માળા તુલશીની બેવડી ।। હરિએ પેરી ઊલાસ ।। પ્રગ ૨૪

ધર્મનંદ મૃગ ચર્મને ॥ ધાર્યુ હુત વધાર ॥ પ્રગ
ચાર સારનો ગુટકો ॥ રાખ્યો પાસ ઉદાર ॥ પ્રગ ૨૫
વિષ્ણુ બાળમુકુંદનો ॥ બટવો કંઠ પરદેશ ॥ પ્રગ
ધાર્યો હઠ કરી શ્રી હરી ॥ માથે કુચીત કેશ ॥ પ્રગ ૨૬
ઉપવિત સ્વેત ઓપી રહ્યું ॥ વામ ખભાપર સાર ॥ પ્રગ
એવે વેશે ચાલીયા ॥ કરવા જીવ ઉધાર ॥ પ્રગ ૨૭
એકાએકી વીચરે ॥ મહા વન ઘોર મોઝાર ॥ પ્રગ
મનુષ્ય કોય જોવે નહી ॥ ત્યાં ફરે ધર્મ કુમાર ॥ પ્રગ ૨૮
સુરા ગાયુ સુરભિ ॥ ગજ ગેંડાના વૃંદ ॥ પ્રગ
સાર્દુલ સીંધ બિયામણાં ॥ વિચરે સહુજસ્વ છંદ ॥ પ્રગ ૨૯

જ્યાં જ્યાં જીવન વિચરે ।। ત્યાં મૃગ વૃંદ અપાર ।। પ્રગ
ઘેરી વળે ઘનશામને ।। પાસે રે કરી પ્યાર ।। પ્રગ ૩૦
પશુ પક્ષી અતિ પ્રીતથી ।। સેવ કરે સુખ રૂપ ।। પ્રગ
જે જેથી જેમ થાય છે ।। તે તેમ કરે અનુપ ।। પ્રગ ૩૧
તાપ જોઈ તરણી તણો ।। પક્ષીગણ કરેછે છાય ।। પ્રગ
ભુખ લાગે ભગવાનને ।। સુરભી ત્યાં પય પાય પ્રગ૩૨
ગજ ગોવીંદને જોઈને ।। ફૂળ લાવે કરી પ્રીત ।। પ્રગ
જમાડે જીવન પ્રાંણને ।। ભાવ ભરિ નીત નિત ।। પ્રગ ૩૩
પશુ પક્ષી સેવા કરે ।। દેખી દિન દયાલ ।। પ્રગ
મનુષ્ય કરે તેમાં શું કહું ।। એવા જન પ્રતીપાળ ।। પ્રગ ૩૪

જળચર થળચર જીવને ।। આપતા સુખ અપાર ।। પ્રગ
પુલાહુ શ્રમ પોતે ગયા ।। તપ કરવા તઈયાર ।। પ્રગ ૩૫
ગંડકી નંદિમાં નાઈને ।। ત્રણ્ય વખત જગત્રાત ।। પ્રગ
ઉગ્ર તપ ત્યાં આદરયું બાહુ નામી બળ ખ્યાત ।। પ્રગ ૩૬
અતીસે તપ જયારે કરયું ।। આવ્યા અરક તે વાર ।। પ્રગ
પ્રારથના કરી પ્રીતથિ ।। જાણિ જગ આધાર ।। પ્રગ ૩૭
શા કારણ કરો શ્રી હરિ ।। તપ તમે શામ સરિર ।। પ્રગ
દાસ તમારો દેખીને ।। આંણો મેર લગીરે ।। પ્રગ ૩૮
વચન સુણિ મારતંડનાં ।। બોલ્યા ધર્મ કુમાર ।। પ્રગ
ચીંતા ન કરો ચિતમાં ।। નીજ ઇછીત નરનારય ।। ૩૯

હું કરૂ તપ તનને વિસે ।। દેવાને ઉપદેસ ।. પ્રગ
જોગી જપ જ્યારે કરે ।। ઝીતે કાગ કળેસ ।। પ્રગ ૪૦
ધર પાર ધરમને ધારવા ।। આજ ધરવો અવતાર ।। પ્રગ
હું જ્યારે તપ આદરૂ ।। સઉ કરેસે નરનાર ।। પ્રગ ૪૧
વચન સુણી વ્રષનંદનાં ।। આર્કે ગયા નીજ સ્થાન ।। પ્રગ
તપ પુરણ કરી ચાલીયા ।। ઉત્તરમાં ભગવાન ।। પ્રગ ૪૨
ખખટ ખેટ ઉલંઘતાં ।। હિમાળાની પાસ ।। પ્રગ
ઘણા દીવસ ફરી શ્રી હરી ।। પુરી મનની આશા ।। પ્રગ ૪૩
દેખી વનમાં એકલા ।। જોગી નામ ગોપાલ ।। પ્રગ
વરસ દીવસ રહી વાલમે ।। જોગ સાધ્યો તતકાળ ।। પ્રગ ૪૪

સિદ્ધગતીને આપીને ।। ચાલ્યા ચંચળ ચીત ।। પ્રગ
સીરપુર શેહેરમાં આવીયા ।। પુરૂશોતમ કરી પ્રીત ।। પ્ર. ૪૫
માન હર્યું ત્યાં સીદ્ધનું ।। પોતે પ્રબળ પ્રતાપ ।। પ્રગ
સીદ્ધ વલ્લભને સાધીને ।। શિષ્ય કર્યો જગ વ્યાપ ।। પ્રગ
માસ ચાર રહી ચાલીયા ।। પીબેક વાંમી પાસ ।। પ્રગ
જીતી તેને જગપતી ।। કીધો નીજનો દાસ ।। પ્રગ ૪૭
પર્વત નવલખો પેખવા ।। આપ ગયા અવિનાસ ।। પ્રગ
નવલખ જોગીને ભેટીયા ।। હઈયે કરી હુલાસ ।। પ્રગ ૪૮
ત્યાંથી ચાલ્યા નાથજી ।। બાળવા નામે કુંડ ।। પ્રગ
દરશન દઈ દયા કરી ।। મારચા પાપી ઝુંડ ।। પ્રગ ૪૯

ગંગા સાગર સંગમે ।। ગયા ગુણ ભંડાર ।। પ્રગ
સ્નાન કરી ખાડી તરી ।। દેખ્યા કપીલ ઉદાર ।। પ્રગ ૫૦
પુરૂશોતમ પુરી પ્રીતથી ।। પોત્યા પ્રાણ આધાર ।। પ્રગ
દસ મહીના રહી દેખીને ।। ટાળ્યો ભુમાં ભાર ।। પ્રગ ૫૧
દક્ષણ દેશમાં દેખીયાં ।। તીરથ અપરંપાર ।। પ્રગ
મહી સાભર રેવા તરી ।। આવ્યા ગુજર પાર ।। પ્રગ ૫૨
ભય હારી ભીમનાથમાં ।। આપ ગયા અખીલેશ ।। પ્રગ
ગુણ સાગર ગોપનાથમાં ।। આવ્યા વરણી વેશ ।। પ્રગ ૫૩
પંચ તીરથી પુરી કરી ।। લોજ ગયા પ્રપાલ ।। પ્રગ
અગણીત જીવ ઉધારવા ।। ત્યાં રહ્યા દીનદયાળ ।। પ્રગ ૫૪

એવી રીત શ્રી હરી ॥ સાત વરસ એક માસ ॥ પ્રગ
વન પર્વતમાં વિચરે ॥ વિશ્વ સુખદ અવિનાશ ॥ પ્રગ
જ્યાં જ્યાં જીવન વિચરચા ॥ ત્યાં ત્યાં ધર્મ અનુપ પ્રગ
સ્થાપન કીધો નાથજી ॥ પાપ ટાળ્યાં દુખ રૂપ ॥ પ્રગ ૫૬
અતી વઈરાગના વેગથી ॥ કોય ટકે નહીં પાસ ॥ પ્રગ
એકાએકી વિચરચા ॥ મહા વનમાં અવિનાસ ॥ પ્રગ ૫૭
દાસ ઉપર દયા કરી ॥ દેવા દરશન દાન ॥ પ્રગ
અગણિત જીવને તારવા ॥ લોજ આવ્યા ભગવાન ॥ પ્રગ
રામાનંદ સ્વામી મળ્યા ॥ ઉદ્ધવનો અવતાર ॥ પ્રગ
લીધી દીક્ષા એ થકી ॥ મનહર ધર્મ કુમાર ॥ પ્રગ ૫૮

શુભ ગુણ શાગર જોઈને ॥ શિષ્ય અતિ સુખ ધામ ॥ પ્રગ
અવતારિ અવતારના ॥ જાણ્યા પુરણ કામ ॥ પ્રગ ૬૦
ધર્મની ધુર સોંપીને ॥ સ્વામી રામાનંદ પ્રગ
બદ્રીકા શ્રમમાં ગયા ॥ શ્રાપ રહીત સ્વછંદ ॥ પ્રગ ૬૧
ત પછી સાંમૃથ વાવર્યું ॥ શ્રી હરી સહજાનંદ ॥ પ્રગ
દૃષ્ટાંત ધારણા રીતને ॥ વિદીત કરી વ્રષનંદ ॥ પ્રગ ૬૨
નજર જોતાં જીવને ॥ તરત સમાધી થાય ॥ પ્રગ
ગોલોકાદિ ધાંમમાં ॥ સેજે નર ત્રીયા જાય ॥ પ્રગ ૬૩
સાંમરથ દેખા સાંમનું ॥ સહુને ત કહે વાત ॥ પ્રગ
અવતારિ અવતારના ॥ સહજાનંદ સાક્ષાત ॥ પ્રગ ૬૪

એમ ચમતકાર જીવને ।। દેખાડે વ્રષનંદ ।। પ્રગ
આશ્રિત કીધા અતિ ઘણાં ।। નરનારિનાં વ્રંદ ।। પ્રગ ૬૫
જેના ઈષ્ટ જે હુતા ।। તે તે રૂપે ત્યાર ।। પ્રગ
દરસન આપે દાસને પોતે પ્રાંણ આધાર ।। પ્રગ ૬૬
સઉના ઈષ્ટને શ્રી હરિ લીન કરે નીજ માંય ।। પ્રગ
નીજ મત મુકી નર ત્રીયા ।। સ્વામી આશ્રિત થાય પ્રગ ૬૭
આગે અવતારે કરી ।। જેવિ લીલા કીધ ।। પ્રગ
તેવિ ભકતની પાસ લે ।। આજ કરચા વિપ્ર સીદ્ધ પ્રગ ૬૮
જેવા તેવા જીવને ।। તરત સમાધી થાય ।। પ્રગ
અક્ષર ધાંમમાં આ સમે ।। આ દેહે જન જાય ।। પ્રગ ૬૯

ન દેખી ન સાંભળી ॥ તેવિ રિત્યને આજ ॥ પ્રગ
પ્રવરતાવિ પ્રીતથી ॥ પુરૂષોતમ માહારાજ ॥ પ્રગ ૭૦
જે કામે આ જકતમાં ॥ જીત્યા ભવ સુર વૃંદ ॥ પ્રગ
તેને ભક્તની પાસ લે ॥ જીતાવ્યો જંગ વંદ ॥ પ્રગ ૭૧
તેમજ ક્રોધને મારીયો ॥ લોભની લીધી લાજ ॥ પ્રગ
સ્નેહમાંન વળી સ્વાદને ॥ મારયા શ્રી મહારાજ ॥ પ્રગ ૭૨
પાંચ વેરિ પ્રસીદ્ધ છે ॥ જીત્યા કોય થી ન જાય ॥ પ્રગ
મારી તેને વશ કરયા ॥ સહજાનંદ સુખ દાય પ્રગ ૭૩
સિષ્ય સહિત સઉ દેસમાં ॥ ફરતા હરતા ફંદ ॥ પ્રગ
ભુજ નગરમાં ભાવથિ ॥ આવ્યા સહજાનંદ પ્રગ ૭૪

વિશ કરમાની જાત્યના ॥ સુંદર હિરજી નામ ॥ પ્રગ
વાસ કરી પોતે વસ્યા ॥ ઘેર તેને ઘનશાંમ ॥ પ્રગ ૭૫
આદિક ભક્ત સીરોમણી ॥ મહતે ગંગારામ ॥ પ્રગ
એ આદિ હરિભક્તને ॥ સુખ આપ્યુ સુખધામ ॥ ૭૬
ભુજ નગરના ભક્તને ॥ આપ્યા પરચા આજ ॥ પ્રગ
કેતા ન કેવાય કોયથિ ॥ શેશજી પાંમે લાજ ॥ પ્રગ ૭૭
ત્યાં રહીને સઉ દેશમાં ॥ દરશન દેવા જાય ॥ પ્રગ
ભુજ નગરને ભાળીને ॥ પોતે રાજી થાય ॥ પ્રગ ૭૮
એવી રીત મહાપ્રભુ ॥ સાત વરસ સુખકંદ ॥ પ્રગ
ભય ભંજન ભુજ ધામમાં ॥ વાસ કર્યો ઘનશ્યામ ॥ પ્રગ

મહારૂદ્ર મોટા કરયા ।। જેતલપુરમાં નાથ ।। પ્રાગ
અગણીત ધર્મીજ જમાડીયા ।। ત્રમ કરયા સુર સાથ ।। પ્રાગ ૮૦
મંદિર મોટાં મહાપ્રભુ ।। કીધાં ઠામો ઠામ ।। પ્રા
પધરાવ્યા દેવ પ્રીતથી ।। નરનારાયણ નામ ।। પ્રા ૮૧
દેશા દેશામાં વીચરયા ।। સંત મંડળ લઈ સંગ ।। પ્રા
બોધ દીધો બહુ જનને ।। ઉરમાં કરી ઉમંગ ।। પ્રા ૮૨
એકાંતીક ધર્મ થાપીયો ।। કાપ્યાં કળીનાં મુળ ।। પ્રાગ
ગઉ બ્રાહ્મણ સંત કારણે ।। દેહ ધરયો વ્રષકુળ ।। પ્રાગ ૮૩
મતપંથી બહુ જીતીયા ।। પોતાને પરતાપ ।। પ્રાગ
ધર્મનુ કુળ તેડાવીયુ ।। હરવા જનનાં પાપ ।। પ્રાગ ૮૪

જ્યેષ્ઠ અનુજ બેઉ ભ્રાતના ॥ પુત્ર તે પરમ પુનીત ॥ પ્રગ
નીજ સુત કીધા નાથજી ॥ કરવા કામ અમીત ॥ પ્રગ ૮૫
રામ પ્રતાપના પુત્ર છે ॥ અવધ પ્રસાદ ઉદાર ॥ પ્રગ
છોટા ઈછારામના ॥ રઘુવિર ગુણ ભંડાર ॥ પ્રગ ૮૬
નિજ ગાદીપર નાથજી ॥ પધરાવ્યા કરી પ્રીત ॥ પ્રગ
દિધા વેંચી સંતને ॥ સતસંગ સ્નેહ સહીત. ॥ પ્ર૦ ૮૭
અપાર સામૃથ વાવર્યું ॥ અવતારી આ વાર ॥ પ્ર૦
મોક્ષને મારગ માહા પ્રભુ ॥ ચલાવ્યા નરને નાર ॥ પ્ર૦ ૮૮
ગોવિંદ ગટપુરમાં રહી ॥ કીધા ઉછવ સાર ॥ પ્રગ
એ ભક્ત નરૂપના વંશને ॥ આપ્યુ સુખ અપાર ॥ પ્રગ ૮૯

સમઈયા ત્યાં બહુ કરયા ॥ સુંદર સહજાનંદ ॥ પ્રગ
સુખ ત્યાં આપ્યુ સંતને ॥ કોમળ કરૂણા કંદ ॥ પ્રગ ૯૦
શિક્ષાપત્રી શ્રી હરી ॥ કીધી શિક્ષા કાજ ॥ પ્રગ
ભય હારી ભ્રતખંડમાં ॥ બાંધી મોક્ષની પાજ ॥ પ્રગ ૯૧
આ સમે સામૃથ વાવરયુ ॥ માપ ન થાય લગાર ॥ પ્રગ
મહા કળી કાળમાં તારીયાં ॥ અગણિત નર ને નાર ॥ પ્રગ
તારતે અક્ષર ધાંમનો ॥ બાંધ્યો ધર્મ કુમાર ॥ પ્રગ
ત્યાંની વાતુ આડી કરે ॥ ઘેર બેઠાં નર નાર ॥ પ્રગ ૯૩
પુરૂષોતમપણુ આ સમે ॥ પોતે વાવરયું પ્રીત ॥ પ્રગ
પ્રગટ નોતી દીઠી સાંભળી ॥ એવી અલવી રીત ॥ પ્રગ ૯૪

એવી રીતે શ્રી હરી ॥ કીધાં અગણિત કામ ॥ પ્રગ
નિજ ઈછીત નીજ ધામમાં ॥ આપ ગયા ઘનશાંમ પ્રગ ૯૫
ઓગણપંચાસ વર્ષ ને ॥ માસ ઉભય દીન એક ॥ પ્રગ
દેહ રાખ્યો દયા કરી ॥ ધર્મ તનય ધરી ટેક ॥ પ્રગ ૯૬
સોપે ગરબો સાંભળે ॥ ગુણીજન હેતે ગાય ॥ પ્રગ
પાપ બળે તે પ્રાંણીના ॥ સરવે સીધી થાય ॥ પ્રગ ૯૭
પાઠ કરે જન પ્રીતથી ॥ દીવસમાં એક વાર ॥ પ્રગ
પરિશ્રમ વિના પાંમશે ॥ ભવ સાગરનો પાર ॥ પ્રગ ૯૮
ઓગણિશેં પચવિસના ॥ સુંદર અશાડ માસ ॥ પ્રગ
સપ્તમી શુકર શુદમાં ॥ ગરબો કીધો હુલાસ ॥ પ્રગ ૯૯

ભુજ નગરમાં ભાવથી ॥ સંતત કરીને વાસ ॥ પ્રગ
નર નારાયણ દેવની ॥ પ્રીતિ રહીને પાસ ॥ પ્રગ ૧૦૦
કીધો ગરબો હેતથી ॥ જનને ગાવા કાજ ॥ પ્રગ
દાસ જાણી રાજી થજ્યો ॥ મુજપર શ્રી મહારાજ ॥ પ્રગ
શ્રોતા જન જે સાંભળે ॥ નર નારીનાં વૃંદ ॥ પ્રગ
થાજ્યો પ્રસન મુજ ઉપરે ॥ કવી કે અવિનાશાનંદ ॥
પ્રગટ્યા પુરવમાં ॥ ૧૦૨

